# નબળા બાંધાની બ્હેનો માટે

# પ્રદર વિનાશક.

## સ્ત્રીઓના ગુપ્ત દરદોની અકસીર દવા.

હજારો સ્ત્રીઓ અને મિડવાઈફ આ દવાની બાટલી હમેશાં ઘરમાં રાખવા ભલામણ કરે છે અને જ્યારે કોઈપણ પ્રકારનાં દરદો ( નબળાઈ ), અટકાવ સાફ ન આવવો, પેડુનો દુખાવો. લોહીવા, કસુવાવડ, ગર્ભાશયનો સોજો, છાતીમા દાહ, ઝાડ, મગજની નબળાઈ, હાથ પગની બળતરા કમ્મરનો દુખાવો વિગેરે દરદો માલુમ પડે છે ત્યારે તેઓ **પ્રદરવિનાશકનો** ઉપયોગ કરે છે. માત્ર આઠજ દિવસમાં તેની અસર બતાવે છે અને શરીર તંદુરસ્ત બનાવે છે ( પત્રવ્યવહાર ખાનગી રહેશે ) ખાત્રી માટે ૮ દિવસની દવા મંગાવો. રૂ ૧-૬-૦ બાટલી ૧ ની કી. રૂ ૦-૮-૦ પોસ્ટેજ રૂ ૦-૩-૦ માત્ર ૦-૩-૦. ની ટીકીટો બીડી ૧૦૦૦ વર્ષનું સુંદર કેલેન્ડર તથા સ્ત્રીરોગ ચિકિત્સાનું પુસ્તક **મફત** મગાવો.

**ખંભાત ( ૧૧ ) ( ગુજરાત ).**

**પ્રદર વિનાશક ઓફીસ.**

## પ્રકરણ ૧

# મોતી મહાલ.



**कामांधो नैव पश्यति.**

**છે ઇશ્ક એવી વસ્તુ કે, જે સ્વાર્થને નથી માનતી;**
**લજ્જા તથા જન માનને પણ, તે કદા ન પિછાનતી.**

“ નલિનીકાંત! હવે તમારા કથનપર મને સેજ પણ વિશ્વાસ બેસતો નથી ડિસેંબરની પહેલી તારીખ સુધીમાં ગમે તેમ કરીને ૮૦ હજાર મને આપવા પડશે. અથવા કુમુદિનીને મારે હસ્તગત કરવી પડશે. આ બે વસ્તુમાંથી કોઇ પણ વસ્તુ મારે હસ્તગત ન કરશો તો આપના ‘ મોતી મહાલ ’ નો હું કોર્ટ માર્ફતે કબજો લઇશ ” આમ કહી સૂર્યકાંતે નલિનીકાંતની રજા લીધી.



સૂર્યકાંતનો ડ્રેસ છેક અપ-ટુ-ડેટ ફેશીનનો હતો. ઇંગ્લાંડની સફર કરી આવ્યા પછી દેશી પોશાક તેને અત્યંત તિરસ્કાર પાત્ર થઈ પડયો હતો. તેથી તેણે સર્વ બાબતોમાં યુરોપીયન પદ્ધતિ દાખલ કરી હતી. બોલવું, ચાલવું, ખાવું, પીવું, સર્વમા બસ પ્રાશ્ચાત્ય અનુકરણ! સૂર્યકાંતના શરીરનું વર્ણન કોઇ કરતું નહિ કિંતુ સર્વ તેના ડ્રેસની તારીફ કરતા. તેના વડિલ કાઠિયાવાડના એક સુપ્રસિદ્ધ જાગીરદાર હતા. તેઓ વતની તો અમદાવાદના હતા કિંતુ જમીન કાઠિયાવાડમાં હતી. જ્ઞાતિએ ઔદિચ્ય બ્રાહ્મણ હતા. વડિલના સ્વર્ગવાસને

આઠ વર્ષ અને માતુશ્રીના સ્વર્ગવાસને ત્રણ વર્ષ થયા પછી સૂર્યકાંતે એમએ યુનિવર્સિટીની ડીગ્રી મેળવી ઈંગ્લાંડ ઉપડ્યા આ સફરમાં ઈંગ્લંડની મોજ ભોગવવા શિવાય બીજો કંઈ તેનો હેતુ ન હતો. બે વર્ષ ઈંગ્લંડમાં ચેનબાજી ઉરાડી સ્વદેશ પ્રતિ શેઠશ્રીનું આવાગમન થયું. તેના ટ્રસ્ટીએ તેની સર્વ મિલ્કત તેના તાબામાં સોંપી. સૂર્યકાંતે તરતજ પોતાના સરખા એક ધનાઢ્યની પુત્રિ જોડે પોતાનો વિવાહ કર્યો. મહિનો દોઢ મહિનો વિત્યો ન વિત્યો એટલામાં તેણે પોતાના એક સહાધ્યાયની ભગિનીનું પાણિ ગ્રહણ કર્યું અને શોકયનું સાલ જુની પત્નીને કર્મે ચોંટયું. સુર્યકાંત ગૃહ કલેશથી કંટાળી અલૌકિક મુંબાપુરીમાં આવ્યો અને ત્યાંજ સ્થાયી રહેવાનો નિશ્ચય કરી ચોપાટીપર એક બંગલો વસાવ્યો. એજ અરસામાં મેડમ જેકસનનું સુપ્રસિદ્ધ સર્કસ મુંબઈમાં આવ્યું હતું. તે સર્કસની એક તરૂણી મિસ ક્લોરિંજર નામક નૃતિકા [ નાચનારી ] ઉપર તેની દ્રષ્ટિ બગડી. સૂર્યકાંત સરખા ગર્ભશ્રીમંત તરૂણને દશ પાંઉડના પગાર માટે પરદેશી પ્રેક્ષકો સન્મુખ નાચનારી એક ઈંગ્લંડની ભિક્ષુક પુત્રિને વશ કરવાનુ અશક્ય ન હતું. તેણે મેનેજર જોડે વળ બાંધી ક્લોરિંજર જોડે ઓળખાણ પાડી. ધીમે ધીમે ક્લોરિંજર પોતાના એક ગોઠિયા સહિત 'આર્યન કુટિર' નામક સુર્યકાંતના ભવ્ય બંગલામાં આવવા લાગી. ક્લોરિંજર અ-સ્સલ યુરોપિયન હતી અર્થાત્ તે અને તેના ગોઠિયા બારટનનો મિ-જાજ એક મોટા જેંટલમેનના ફેમિલીને શોભે એવો હતો.

ક્લોરિંજરના તાબામાં એક સ્વતંત્ર ડૉગકાર્ટ સોંપવામાં આ-વેલી હતી. કોઈ કોઈ સમય સૂર્યકાંત ક્લોરિંજર (સ) જોડે બેસીને જતો, અને કોઈ કોઈ સમય તેની સંગાથે બારટન દ્રશ્યમાન થતો

હતો. સૂર્યકાંતને જમીનનું મોટું ઉત્પન્ન થતું હોવાથી કલોરિંજરને કોઈ વાતની ઓછપ આવવા દેતો હતો નહિ. પરંતુ આ બધું તે શા માટે કરતો હતો? તે તેના ગુણપર નહિ કિંતુ રૂપપર મોહાંધ બન્યો હતો. તે પોતાની વિષય લાલસા પરિપૂર્ણ કરવા તેનો દાસ બન્યો હતો કિંતુ તે સમજતો ન હતો કે—

'છે વિષય દુઃખનુ મૂળ, સાચૂં શૂળ, આખર ધૂળ છે.'

સૂર્યકાંતનો લેવડ દેવડનો વ્યાપાર જેમ ચાલતો હતો તેમ ચાલે છે અને અત્યંત મોજમાં તે પોતાનુ આયુષ્ય વ્યતિત કરે છે.



"પિતાજી! આજ તમે આટલા બધા ઉદાસ કયમ દેખાઓ છો?" ૧૩ વર્ષની એક કોમલ બાલિકાએ પોતાના પિતાને પ્રશ્ન પાડ્યો. નલિનીકાંતના નેત્રોમાંથી બે અશ્રુબિંદુ ભૂમિપર પડયા. આ સમયે કુમુદિનીને કંઈ પણ ઉત્તર મળ્યો નહિ. આવી સ્થિતી જોઈ **કુમુદિની**એ પ્રયાણ કર્યુ. નલિનીકાંત એક સમયે સૂર્યકાંત જેટલા-જ શ્રીમંત હતા. પરંતુ મદિરા અને જુગારના નાદે તેમને મફલીસ બનાવી દીધા હતા. ફક્ત તેમની પાસે હાલ વાલકેશ્વર પરનો ભવ્ય બંગલો 'મોતી–મહાલ' અવશેષ રહ્યો હતો. એ પણ લેણદારોના હસ્તકમાં આજ જશે કે કાલે એમ થઈ રહ્યું હતું. નલિનીકાંતને દરરોજ એક ગ્લાસ અસલ પોર્ટવાઇન શિવાય ચાલતું ન હતું. તે જો ન મળે તો તેમનું મસ્તક ભ્રમિષ્ટ બનતું અને મુખમાંથી યદ્વા તદ્વા બકી જવાતું. ગમે તે થાય કિંતુ એક ગ્લાસ પોર્ટવાઇન શિવાય ચાલતું નહિ. આવી એમની સ્થિતિ હતી. નલિનીકાંતને દશ

પાંચ શાહુકારો પૈકી સૂર્યકાંતનું દેવુ વિશેષ હતું. અને હવે નલિનીકાંતની ઇજ્જત રહે એમ ન હતું. ' મોતી-મહાલ ' પર ઘણાનો ડોળો હતો અને મોતી-મહાલ જો નલિનીકાંત વેચે તો સર્વ કર્જ ફીટે અને ઉપર કંઇ બાકી રહે. કિંતુ આ સર્વ કર્જ લેણદારો પૈકી એકલો સૂર્યકાંતજ ભરી શકે એમ હતું. આ સર્વ લેણદારોના ત્રાસમાંથી છુટવાનો એકજ ઉપાય હતો, અને તે ઉપાય સૂર્યકાંતને કુમુદિની અર્પણ કરવી અર્થાત્ પોતાની એકની એક લાડકવાયી પુત્રિને દુઃખના મહાસાગરમાં ધકેલી દેવાનું નીચપણું વાપરવું. પરંતુ આજે તેને રોકડ રકમની જરૂર હતી અને તે રકમ કયા પ્રકારે મેળવવી તેની તજવીજમાં તે હતો. જુગારનો નાદ, મદ્યનુ વ્યસન, અને લેણદારોનુ દ્વાર સમીપ ત્રાસ ઉપજાવવું, એ એના નેત્ર સંમુખ તરવરવા લાગ્યુ. વળી ડિસેંબરની પહેલી તારીખ તે કંઇ પાંચ દશ વર્ષની મુદત ન હતી. ફકત બેજ દિવસ રહ્યા હતા ૪૮ કલાકમા ૮૦ હજાર રૂપીઆ મેળવવા અશક્ય છે એમ નલિનીકાંતને ખાત્રી થઈ. તેથી આખરે તેણે વિચાર્યું ' મોતી-મહાલ ' વેચી આપણી આબરૂ ખોવા કરતા માતૃહિન કુમુદિની સૂર્યકાંતને અર્પણ કરવી આવા સમયમા નલિનીકાંત શુ વ્યવસ્થા કરશે તે પ્રતિ સર્વનું લક્ષ હતું. જોકે નલિનીકાંત તદ્દન મુફલિસ થઈ ગયો હતો પરંતુ તેમની પાસે ઘરેણાંમાં એક જુનો ' કાલિકા માતાનો હાર ' હતો.

અત્યંત પુરાતન સમયથી આ હાર નલિનીકાંતના ગૃહમાં હતો દર વર્ષે માતાની આઠેમને દિને એમના અમદાવાદના ગૃહમાં કાલિકા માતાની ભવ્ય મૂર્તિના કંઠમાં આ હાર આરોપણ થતો, અને ચાર દિન એક વર્ષમાં નલિનીકાંત પૂજા કરવા માત્ર અમદા-

પ્રાદ જતા. એમનું કુટુંબ કાલિકા ભકત હતું અને તે દિને હજારો મનુષ્યની મેદનિ કાલિકામાતાના દર્શન કરવા અને કેટલા તો ખાસ એ હાર નિરખવા; ભરાતી. જે ગૃહમાં તેઓ અમદાવાદ રહેતા તે ગૃહ લગભગ ભાંગી ગયા જેવું હતું અને ભાગ્યેજ કોઈ એના ૫૦૦ રૂપીઆ આપે. તેથી તેઓ મુંબઇ રહેતા. હારના મધ્ય ભાગમાં એક દિવ્ય હીરો હતો અને બીજા આસપાસ માણિકય, લીલમ, મૌકિતક, હતાં. આ સર્વની કિંમત લગભગ એક લક્ષ રૂપીઆ જેટલી હતી. 'કાલિમાતાનો હાર' એ નલિનીકાંતના ગૃહના ભૂપણનું કેંદ્ર હતુ. નલિનીકાંતની ઈચ્છા એ હાર વેચી નાખવાની હતી પરંતુ જો એ ઇચ્છા અમલમાં મુકે તો ન્યાતમાં રહેવુ તેને ભારે થઈ પડે એમ હતું. એક દિન 'કાલિમાતાનો હાર' વેચી નાંખવો, બીજે દીને 'મોતી મહાલ' વેચી નાખવો તો ત્રીજે દિન 'કુમુદિની' ને દુષ્ટ નરાધમ સુર્યકાંતને વેચી મોજ કરવી. એમ વિચાર કરતો છેવટનો વિચાર તેણે અમલમાં મુકવા વિચાર્યું.

ડિસેમ્બરની પહેલી તારીખનું આ પ્રભાત હતું.

સૂર્યકાંત લેન્ડો ગાડીમાં બેસી કેલોરિંજર સહિત પધાર્યા. કેલોરિંજરનો આજનો ભપકો પ્રેક્ષણિય હતો. સૂર્યકાંત તેની સર્વ હોંશ પુરી પાડતો. નલિનીકાંતે ઉભયનું સન્માન કર્યું, સૂર્યકાંતને કુમુદિની આપવાનું જણાવ્યું. સૂર્યકાંતને 'ન ભૂતો ન ભવિષ્યતિ' જેટલો આનંદ થયો. કારણકે તેણે પ્રથમ કુમુદિનીને જોઈ ત્યારથીજ તેણે વિચાર્યું હતુ કે આવુ રત્ન જો આપણને મળે તો આપણો સંસાર સુખી નીવડે. તેની આ કલ્પના અતિ ઉચ્ચ હતી. પરંતુ શું તે

પોતાનું ઇશ્કીપણું છોડી દેતે ? કલોરિજિર જેવા નવયૌવનાઓને તો તે સાથેજ રાખતે. પરંતુ તે મૂઢ સમજતો નહતો કે:—

**છે ઇશ્ક સારો બાગ પણ, તેમાં હુવા સારી નથી.**
**છે ઇશ્ક સારો સાથ પણ, તેમાં વફાદારી નથી;**
**છે ઇશ્ક મોહક રત્ન પણ, તેમાં ન સાચો રંગ છે,**
**સુખ કંઈ નથી એ ઇશ્કમાં દુઃખ દુઃખનોજ પ્રસંગ છે.**

તેથીજ એવા મૂઢ અને વિષયવાસનામાંજ ખરૂં સુખ માની બેઠેલા અધમ મનુષ્ય સાથે બિચારી નિષ્પાપ કુમુદિનીનો સંસાર જોડવામાં ઇશ્વર રાજી ન હતો.

( ૨ )

**કિતાબો ઇશ્કની ખોલી, ઉથામ્યાં પ્રેમના પોથાં;**
**વિષમ છે ડંખ પ્રીતિના, વિકટ છે સ્નેહ રસ્તા ત્યાં.**

   

**त्वम् जीवितं त्वमसि मे हृदयं द्वितियं।**
**त्वं कौमुदि नयनयोरमृतं त्वं अंगे ॥**

'પધારો પ્રિયતમ !' ઉક્ત કથિત શ્લોકનું ઉચ્ચારણ કરતાં એક આગન્તુક યુવાનને એક મુગ્ધા-બાલાએ આદરમાન આપ્યું. બાલાના મુખપર કંઇક સ્મિત હાસ્ય ફરક્યું. ક્ષણ પછી તે લુપ્ત થયું અને શોક છાયા તેને સ્થાને પ્રસરી. યુવક શોક છાયા જોઇ આશ્ચર્ય પામ્યો અને બોલ્યો 'કુમુદે! આ શું ?' કુમુદિની પ્રત્યુત્તર આપતાં ગળગળી થઇ ગઇ 'વિનોદ ! હવે મારૂં તમારે સ્મરણ નહિ કરવું જોઇએ.

પિતાજીએ કહ્યું છે કે પરમ દિને મારા લ......' અગાડી બાલા બોલી શકી નહિ, અસ્પષ્ટ શબ્દે બોલતાં આખર તે ધ્રુસકે ધ્રુસકે રોઈ પડી. હૃદયનો ઉભરો ખાલી થતાં સુધી બાલિકાના દ્વિ ચક્ષુમાંથી અશ્રુનો વર્ષાવ ચાલુ રહ્યો.

વિનોદચંદ્ર તો જોઈજ રહ્યો મતિમંદ બની ગયો સ્તબ્ધ થઈ ગયો તે દ્વાર પ્રતિ જતાં જતાં એટલુંજ બોલ્યો 'કુમુદિની' ! આ છેલ્લો મેળાપઃ—

**સુખે જાતું, સુખે થાતું, મને દર્દ કશું નથી.**
**હવે આ જોગી તારાને, ખાખની કશી કમી નથી.**

વિનોદ ચાલ્યો કિંતુ તે ક્યાં જતો હતો તેનું તેને મુદલ ભાન ન હતું. તે ઉક્ત ઉદ્‌ગાર કાઢતો ચાલ્યો જતો ' કમળ કુમળું ભ્રમર ભોળો ભ્રમર ભોળો દિવાનો છે,

**જે જેનું, ન તેનું, પ્રેમી પહાડ પાણો છે.**
**અરે મનજી મુસાફિર તું બાહેતર જા બિચારાનો.**
**પ્રિતિ કર પક્ષીથી પ્રીતે, પ્રેમી પહાડ પાણો છે.**

શું પ્રેમનું ફળ આવુંજ હશે ? શુદ્ધ સાત્વિક પ્રેમની કસોટી આમજ થાય છે ? ખરેખર કહ્યુ છે કે—

**' કદિ જો ચાહે તું રમણિય મણિધારી જગમાં,**
**કદિ જો ચાહે તું, રતિરસ મદ ધારી જગમાં,**
**કદિ જો સાહે તું, વસુમતિ રમાધારી ઉરમાં.**
**ન ચહાતો તું સ્વાર્થી પ્રણય રસ ભીની તરૂ લતા.'**

પેલી તરફ કુમુદિનીની શી અવસ્થા થઈ? વિનોદને જતો જોઈ હા......ય......વિ......નો......દ! એમ એક ઉષ્ણ નિશ્વાસ મૂકી બિછાના પર તે પટકાઈ પડી તે બેહોશ થઈ ગઈ. પ્રિય વાંચકો! કુમુદિનું આંખનું દિવ્ય તેજ ક્યાં ગયું? તેનો સર્વથા લોપ થયો હતો. જે નેત્ર નિહાળતાંને વારજ આંખ ત્યાંને ત્યાંજ ઠરી જતી તે નેત્રો અત્યારે નીચા ઢળી ગયા છે. જે અપૂર્વ મૂખમંડળ નિહાળતાં રૂપગર્વિતા યુવતિઓના ગર્વ ગળી જતાં, તે મૂખમંડળ ઉપર અત્યારે તે તેજ નથી, તે પ્રસન્નતા નથી, સર્વ અલોપ થયું છે. તે સ્મિત હાસ્ય નથી કે જેના ફરકવાંથી જાણે અમૃત હમણાં વર્ષાવ કરશે એમ લાગતું. નાગફેણસમ કેશ પણ અસ્તવ્યસ્ત થઈ ગયા હતા. આ સર્વનું કારણ ખુલ્લુજ છે. (વિનોદ) ચંદ્ર વિના કુમુદિની પ્રફુલ્લિત હોય એ કેમ સંભવે? કુમુદ (પુષ્પ) ને પોતાના પ્રિયતમને ફરી મળવાની આશાં હોય છે એટલે તે કંઈ હિંમત રાખી વિયોગ સમય વ્યતિત કરે છે. પરતુ આતો છેકજ નિરાશ–ભગ્નાશ થઈ જવાની બાબત હતી ત્યાં હિંમત ક્યાં સંભવે! ક્ષણ અર્ધ પછી કુમુદિની જાગૃત થઈ તે પોતાના મનોરાજ્યમાં કલ્પવા લાગી હા! પિતાજી વારંવાર કહેતા કે વિનોદ મને બહુજ વ્હાલો લાગે છે અને કુમુદિની હું એનેજ અર્પણ કરીશ આથી અમે સ્નેહ સાંકળમાં જોડાયા અને તેથી.—

**' હું નાનપણથી આશ આથી ઘણી ધરી સુખ માણતી,**
**પણ હાય! હિંદુ તણે લલાટે લખ્યા ન લેખો જાણતી.?**

પિતાજી પણ શું કરે? ' મોતી મહાલ ' અથવા ' કાલી માતાનો હાર ' વેચે તો ન્યાતમાં આબરૂ જાય પરંતુ પુત્રિ વેચવામાં જ્ઞાતિબંધુ આબરૂ ગએલી માનતા નથી:—

[ ૯ ]

**આ હિંદુ લોકોનો ચાલ જોઈ સઉએ આચરવાનો,**
**જઈ જતાની પાછળ કુવે પડી મરવાનો**

હશે ! હવે આ સર્વ તરંગો નકામા છે. 'પડયું પાનું સુધારી લેવું' એમાંજ મોટપ છે.

નલિનીકાંત આ સર્વ પ્રકાર દિવાનખાનામાંથી જોતાં હતાં તેઓ તુર્તજ પોતાની પુત્રિ સમીપ આવ્યા અને પુત્રિને પોતાના અંકમાં સુવાડી. ઉભય ગળગળીત થઇ ગયાં. આ સમયનો દેખાવ પાષણ હૃદયોને પીગળાવવા બસ હતો પિતાએ પોતાનો હસ્ત પુત્રિના વાસા પર હેતથી ફેરવ્યો અને બોલ્યા ' બેટા ગભરાઇશ નહિ હું હવે તને મારા હસ્તે દુઃખસાગરમાં નહિ ધકેલું '

નલિનીકાંતે તાબડતોબ પોતાના સોલીસીટર નકુલચંદ્ર બેનર્જી ને ટેલીફોનથી ' મોતી મહાલ ' માં આવવા પ્રાર્થના કરી. નકુલ-બાબુ આવ્યા તેને નલિનીકાંતે પોતાની પરિસ્થિતિનુ વર્ણન કરી કહ્યું ' બાબુજી ! મારી આવી સ્થિતિ છે અને તેથી હુ મારૂં અવશેષ રહેલું ઘરેણુ ' કાલિમાતાંના હાર ' વેચવા કાઢનાર છુ.' નકુલબાબુ આ વાત સાંભળી અત્યંત શોક પામ્યા. આપણા એક અસીલની આવી રીતે આબરૂ જાય એ તેમને અત્યત ખરાબ લાગવાથી તે બોલ્યા ' નલિનીકાંત ! આપની આવી સ્થિતિ સાંભળી હું ઘણો દિલગીર થયો છુ. અને હું ધારૂં છું કે આપને એક લક્ષ રૂપયાનો ચેક લખી આપું તો આપનુ સકટ નિવારણ થશે અને કુમુદિનીનું દુઃખ નાશ પામશે. આપે ' કાલિમાતાંનો હાર ' મારાં હસ્તકમાં રાખવો અને જ્યારે કામ પડે ત્યારે લઈ જવો આપે રૂપીયા વાળ્યા પછી એ હાર આપનોજ છે. પણ હું એક ચેક લખી આપું કે ? '

આંધને ચક્ષુ મળે, દરિદ્રને ધન મળે, તેના કરતાં અધિક આનંદ નલિનીકાંતને થયો. નલિનીકાંતે ચેક લીધો અને નકુલબાબુનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માન્યો. નલિનીકાંતે નિશ્ચય કીધો કે સુર્યકાંતને આ વાત જણાવવી નહિ. બીજા દિનથીજ 'મોતી મહાલ' શ્રૃંગારાયમાન થવા લાગ્યો. તેના વિશાળ કંપાઉંડમાં એક સુંદર માંડવો બંધાવો શરૂ થયો. સુર્યકાંતને મન તો એમજ હતું કે આપણાજ લગ્નની સર્વ તૈયારી થાય છે. વાયે વાત પ્રસરી ગઈ. તે લગ્ન દિવસનું પ્રાતઃકાળ હતું.

હમણા તેડવા આવશે, પછી બોલાવવા આવશે, એમ ધારી સુર્યકાંતશ્રીએ પ્રાતઃકાળથી ઠઠેરો કર્યો હતો. ચાર વાગ્યાનો સમય થયો પરંતુ નલિનીકાંત તરફથી ચલ્લુ સરખું પણ આવ્યું નહિ. હવે સુર્યકાંતને ગભરામણ શરૂ થઇ. તે મોટારમાં બેસી 'મોતી મહાલ' જવા નિકળ્યો. દરવાજામાંજ અસંખ્ય મનુષ્યનું ટોળું જામેલું હતું આગળ જતાં 'રઝાક બેંડ' નું સુંદર વાજું વાગતું હતું. સુર્યકાંતને મંડપમાં જતાં અત્યંત પરિશ્રમ લાગ્યો. ત્યાં જતાં તેણે જે દ્રશ્ય જોયું તે ઉપરથી તે એટલો ક્રોધાયમાન થયો કે એક ઝપાટામાં તે આરક્ત નેત્રે નલિનીકાંત સન્મુખ જઈ આરડ્યો 'નલિનીકાંત!' નલિનીકાંતે સ્મિત હાસ્ય કરી તેને મખમલ સજીત ખુરશી પર બેસાડ્યો અને ખીશામાંથી ૮૦ હજારનો ચેક કાઢી શાંતિથી સુર્યકાંતના હસ્તમાં આપી ઊભો રહ્યો. પરંતુ સુર્યકાંતને આ સમયે ચેકની જરૂર ન હતી. મળેલાં અપમાનનો યોગ્ય બદલો લેવાનો વિચાર કરી તેણે ત્યાંથી ચાલતી પકડી. પ્રિય વાંચક ! એ ઘોંટાળો શું હતો ? સુર્યકાંત આવ્યો તે પૂર્વે વિનોદ કુમુદિની સંલગ્ન થઈ ગયા હતા.

અને તે સમયે કન્યાદાનની ક્રિયા ચાલતી હતી. વિનોદ અત્યંત હોંશિયાર હતો તેનાં માબાપ ગુજરી ગયાં હતાં. નલિનીકાંતનો વિનોદ 'ગૃહજમાઈ' થાય એવો કેટલા દિન પૂર્વેનો મનોદય હતો. કિંતુ આ કર્જ ભાર તળેથી મસ્તક ઉન્નત કરવા તેણે અયોગ્ય પગલું આદર્યું હતું. પરંતુ ઈશ્વરે તેમાંથી પણ તેને બચાવ્યો. લગ્ન થયા પછી થોડે દિને નલિનીકાંતે હીરો ચૂસી પ્રાણ ત્યાગ કર્યો. મરણ પૂર્વે તેણે મૃત્યુ પત્ર કર્યું હતું; તેની અસલ નકલ નકુલબાબુ પાસે હતી. નલિનીકાંતના મરણના સમાચાર સાંભળ્યા પછી સર્વ લેણદાર નલિનીકાંતને બારણે જઈ ઉભાં. સૂર્યકાંત પણ પોતાના ૮૦ હજાર રોકડા લેવા ત્યાં ગયો. એટલામાં નકુલબાબુની મોટરનો ધ્વની સર્વને કર્ણે અથડાયો. અને મોટર ' મોતી મહાલ ' આગળ થોભી. તેમાંથી નકુલબાબુ ઉતર્યા. તેમને જોતાંજ સૂર્યકાંતનાં તો મોતીઆજ મરી ગયા. સૂર્યકાંતનો દાવ નિરાળો હતો. તેની ઇચ્છા નલિનીકાંતનુ સર્વ કર્જ ફેડી 'મોતી મહાલ' હસ્તગત કરવાની ઇચ્છા હતી. નકુલબાબુ અને તેમનો કલાર્ક દિવાનખાનામાં આવતાંજ સર્વ શાંતિ પકડી સ્તબ્ધ થઈ ગયા. આ દેખાવ જોઈ એમ લાગતું હતુ કે આજ 'મોતી મહાલ' ના ખરા માલિક છે. બાકી સઘળા લુચ્ચાઓની મંડળી છે. અને એ વાર્તા કંઈ ખોટી નહતી. નકુલબાબુનો દરોરો વિલક્ષણ હતો. ખુદ હાઈકોર્ટમાં તેની એવી ખ્યાતિ હતી કે નકુલબાબુના હસ્તમાં જેનો કેસ આવ્યો તેનો જયજ થાય તેની કેસ ચલાવવાની સુંદર રીતિથી ન્યાયાધિશ પણ છક્ક થઇ જતા. નકુલબાબુનો ચહેરોજ પાણીદાર અને ભવ્ય હતો તેથી સહજજ સર્વ પર તેની છાપ પડતી. પ્રવેશ કરતાંજ પોતાની તિક્ષ્ણ દ્રષ્ટિ નકુલબાબુએ સૂર્યકાંતપર ફેરવી. તરતજ

તેમણે પાસે ઉભેલા ગુમાસ્તાને ઇશારત કરી કે તેણે ખીશામાંથી એક ચોપડી કાઢી પહેલુંજ નામ 'સૂર્યકાંત' પોકાર્યું. 'આપનું કેટલું લેણું છે?' પ્રશ્નનો ઉત્તર નમળ્યો. સૂર્યકાંત ક્ષણેકવાર નીચું નિહાળી રહ્યો પછી જવાબ દીધો કે મેં સર્વ કર્જ પતાવી (નલિની કાંતનું) 'મોતી-મહાલ' હસ્તગત કરવા ધાર્યું હતું તે પ્રમાણે હું 'મોતી-મહાલ' ની ઇચ્છાથીજ અત્રે આવ્યો છું. આ સાંભળી નકુલેશચંદ્ર ગુસ્સાથી બોલ્યા ' આપની પાસે તેને માટે પુરાવો છે?' જેટલા ગુસ્સાથી નકુલબાબુ બોલતા હતા તેટલીજ શાંતિથી સૂર્યકાંતે જવાબ વાળ્યો 'હા! મૃત નલિનીકાંત જોડે મારે કરાર હતો કે ઇસ્ટેટ ઉપરનું સર્વ કર્જ ફેડી તે મારે હસ્તગત કરવું, મારા ૮૦ હજાર તેમની પાસે લ્હેણા છે એ વાર્તા જગજાહેર છે' નકુલબાબુએ તરતજ બે સશક્ત પહેલવાનોને બોલાવ્યા અને સૂર્યકાંત જો સીધી રીતે બહાર ન નીકળે તો ધક્કા મારીને કાઢી મુકવાની સખ્ત આજ્ઞા કરી. નોકરોએ પ્રથમ તો સૂર્યકાંતને બહાર જવા નમ્રતાથી વિનતિ કરી. પરંતુ સૂર્યકાંત કંઇ એક સાધારણ વ્યક્તિ નહતી. આવા મોટા શેઠીઆને ધકકા મારી કાઢવાની શક્તિ નોકરોના અંગમાં નહતી, એ વાત નકુલબાબુના લક્ષમાં હતી તેથી અલ્પ સમય પોતાનો ગુસ્સો દબાવી તેઓ બોલ્યા 'સૂર્યકાંત! આપના સરખા ગૃહસ્થ મનુષ્યને નલિનીકાંતના મરણ પ્રશ્ચાત આમ કરવું શોભે નહિ. મોતી મહાલ બદલ આપની પાસે કંઇ પણ પૂરાવો હોય તો ખુશીથી કોર્ટમાં રજુ કરજો. હું 'મોતી-મહાલ' નો માલિક અથવા અજ્ઞાન વિનોદ-કુમુદિની નો પાલન કર્તા છું. અને તેથી હું તમને હુકમ કરું છું કે 'મોતી-મહાલ' માં આજ પછી પગ મૂકવો નહિ. 'મોતી મહાલ' મેં વેચાણ

ક્ષિ છે તેનો મારી પાસે સબળ પુરાવો છે. મૃત્યપત્ર અથવા ખરિ-દીના બીજા કાગળ પત્રોની નકલ જો આપને જોઇતી હશે તો ખુશીથી ફુરસદની વેળાએ અમારા મહેતાજી આપને બતાવશે. અને જો આપને ૮૦ હજાર રૂપીઆ જોઇતા હશે તો તે હમણાં ને હમણાં મળશે. તરતજ મહેતાજીએ પૂર્વનો મુબઇ એકનો ચેક તેના હસ્તમાં આપ્યો સૂર્યકાંતનું મસ્તક એ ચેક જોઇ પુનઃ ભ્રમણ કરવા લાગ્યું. તેણે તે ચેક તપાસ્યો અને ખીશામાં મૂકી ચાલતી પકડી. ઇતર લેણદારોની નાની રકમો ભરપાઇ કરવાનો મહેતાજીને હુકમ આપી વિનોદ-કુમુ-દિનીને બે શિખામણના બોલ કહી, નકુલબાબુ વિદાય થયા.

(૩)

**સુખીઆ દુઃખીઆ થાય, વળી દુઃખીઆ સુખીઆ બને**
**કુદરત ના પલટાય, ભવિષ્ય ભુલવણી અવનવી.**

⊙ ⊙ ⊙ ⊙ ⊙ ⊙

**પાપી પાપ પ્રયત્ન કરી મરશે પણ અંતે તો સત્યજ તરશે.**

⊙ ⊙ ⊙ ⊙ ⊙ ⊙

**सत्यमेव जयते.**

દ્વિતિય દિને પ્રાતઃકાળે બનેલા એક ભયંકર બનાવે સર્વના અંતઃકરણ થરથર કંપાવી નાંખ્યા. કોઇ દુષ્ટે 'મોતી-મહાલ' માં આગ લગાડેલી હતી. 'મોતી-મહાલ' આજ ભસ્મીભૂત થઇ ગયુ, માત્ર મનુષ્યોજ સુખરૂપપણે બહાર નિકળ્યા, જલયંત્રમાં કંઇક બિગાડ થવાથી વખતસર પાણી નહી મળી શક્યું એટલે આગ પાંચ

૭ કલાક ચાલુ રહી. અને આવી રીત્યે ભવ્ય અને સુંદર ઈમારત 'મોતી મહાલ' ને અગ્નિનારાયણે સ્વાહા કરી. કુમુદિની અને સર્વ નોકર વર્ગ નકુલબાબુ કને જઈ રહ્યા. થોડા દિનમાં એક ગુપ્ત વાતનો ખુલાસો થવાથી આગ કોણે કોણે લગાડી તેનું પરિસ્ફોટન થયું. પૂર્વ પ્રકરણ પરિચિત મી. બારટન-કલેરિંજરનો ઉપ પતિ અને સૂર્યકાંતનો ફ્રેંડ એક દિવસ મદિરાનું પાન કરી બેભાન સ્થિતિ પામેલો વિક્ટોરિઆ ગાર્ડનમાં પોલીસને માલમ પડ્યો. શુદ્ધિ આવી ત્યાં સુધી પોલીસે લત્તાપ્રહાર તેનાપર ચાલુ રાખ્યો. પરંતુ આ રાજેશ્રી તો મદની ધુનમાં 'મોતી મહાલ' ની આગ સંબંધી યદ્વાતદ્વા બકવા લાગ્યા. આ જોઈ પોલીસે સર્વ વર્તમાન ઉપરિ કોનસ્ટેબલને જણાવ્યાં. તેણે પોલીસ સુપ્રીટેન્ડેન્ટને જણાવ્યાં તેણે બારટનને બોલાવી આગ સબંધી પૂછવા માંડ્યું. પણ પોતેશ્રી જાણે 'ઇંડિયન નબાબ' હોય ને એવા મગરૂબીથી અને ઉદ્ધતપણાથી જવાબ આપવા માંડ્યા. સુપ્રીટેન્ડેન્ટને આ પરવડ્યું નહિ તેણે પોલીસને તેને ફટકા લગાવવાનો હુકમ આપ્યો. વાસ્તવિક રીત્યે તેઓ બારટનને ઓળખતાં નહતાં. ફટકાં પડતાંજ બારટનશ્રી પગે પડવા લાગ્યા. દારૂના કેફમાંથી શુદ્ધિમાં આવ્યા પછી ફટકાના મારની અસર થતાંજ તેણે પોતે સૂર્યકાંતને ગૃહે રહેતો હતો અને તેના કહેવાથી આગ લગાડેલી હતી એ સર્વ કહી દીધું. પોલીસ સુપ્રિટેન્ડેન્ટે આ કેસ મેજીસ્ટ્રેટ સન્મુખ રજુ કર્યો. રીત પ્રમાણે કેસ શરૂ થયો. સૂર્યકાંતે આ કેસમાં પાણીની માફક પૈસા વહેતાં મૂક્યા પણ કંઇ વળ્યું નહિ. ઉલટું આવું નીચ કૃત્ય કર્યા બદલ બારટન જેટલી સાત વર્ષની કેદખાનાની સજા થઈ. અને આખરે સત્યનો જય થયો. પરંતુ આવડા મોટા બંગલાને એકલા બારટને આગ લગાડી

એ ઘણું આશ્ચર્યકારક હતું. કિંતુ કોર્ટમાં જુબાનીમાં તેણે સર્વ ખુલાશો કર્યો. 'સૂર્યકાંતના કહેવા પ્રમાણે રાત્રિના ૧૨ ના સમયે મારી મદદે સોંપેલા એક કદાવર મનુષ્યની ખાંધપર ચઢી દિવાલપર પગ મૂકી હું કંપાઉંડમાં કૂદયો. પછી મેં પાસેની ખડકીનું બારણું ઉઘાડી પેલાને મેં દાખલ કર્યો તે પોતાની સાથે દારૂની બે પીપ લાવ્યો હતો પ્રથમ અમે આ પીપોનો ઉપયોગ દિવાનખાનાના દ્વાર આગળથી શરૂ કર્યો અને થોડે દુર બે નાના ખાડા ખોદી સુરંગનો દારૂ પેટાવ્યો. અલ્પ સમયમાં એક ભયંકર અવાજ સર્વ લોકોએ સાંભળ્યો. નોકર લોકોની બહાર આવવાની ધાંધલ શરૂ થઈ. પ્રથમ તેઓનું લક્ષ અવાજ તરફ ગયું નહિ. આ સંધિનો લાભ લઇ અમે જીવ લઈ નાઠા, તરતજ ફાયર બ્રિગેડનો બંબો હણુહણુ અવાજ કરતો આવ્યો પણ પાણી બંધ થયું હતું. આ પાણી કેવા રીત્યે બંધ થયું હતુ તેની મને ખબર નહતી. થયું. બારટનની જુબાનીથી સૂર્યકાંતના વકીલની તો જીભજ શિવાઇ ગઈ. હવે આગળ કેસ કેવી રીતે ચાલે? એમ સમજી તેણે તો ચાલતીજ પકડી. પત્યું. જગતની રીતજ આવી છે. જે સૂર્યકાંતને મોટા મોટા ઉમરાવો સલામ કરતાં તેજ સૂર્યકાંતને આ જ તેનું કૃષ્ણ કારસ્થાન બહાર પડવાથી એક ૭ા રૂપીઆનો પગારદાર પોલીસ ધકકા મારતો હસ્તમાં ભેરવેલી લોખંડની બેડીઓ ઝાલી લઇ જવા લાગ્યો. આવી રીતે સૂર્યકાંતના ઐશ્વર્યનું છેવટ આવ્યું.

    

નલિનીકાંતે 'મોતી મહાલ'નો વીમો ઉતરાવ્યો હતો, કેટલા વર્ષો થયા ભેગી થતી વીમાની રકમ હાથમાં આવતાં નકુલબાબુએ

તેજ જગ્યાએ એક સુંદર બંગલો બંધાવ્યો. જોકે તે બગલો મોતી મહાલ જેટલો વિસ્તિર્ણ નહિ હતો કિંતુ બીજી બાબતોમાં અનુકરણીય હતો. તે બંગલાનું નામ 'કુમુદિની મહાલ' પાડવામાં આવ્યું. બોમ્બે યુનિવર્સિટીની ડીગ્રી લઈ વિનોદ ઇંગ્લડ ગયો અને આ વર્ષે Bar-at-law. બની આવ્યો અને નકુલબાબુની સહાયમાં રહેવાથી તેનું પણ વજન પડવા લાગ્યું. કુમુદિનીને આ વર્ષે એક પુત્ર પ્રસવ થયો અને તેના કોમલ અવાજ સર્વને આનંદ પમાડવા લાગ્યો. તે પુત્રનું નામ સુધાકર પાડ્યું.



સુરત [illegible] રોડ ઉપર આવેલા શ્રી "રાંદેર" [illegible]

પ્રેસમાં [illegible]લાલ દુલભદાસે છાપી